શ્રી રણછોડરાય સત્ય છે.

# વિભીષણ

## આખ્યાન ખેલનાં ગાયનો

( મેડી ઉમાભના રણછોડજીની મંડળી માટે )


રચી પ્રસિદ્ધ કરનાર

પટેલ. સાંકળચંદ અંબારામ. ( ભક્ત )


---


આવૃત્તિ પહેલી પ્રત ૧૦૦૦


---



---


સંવત ૧૯૬૪ સને ૧૯૦૮

---

અમદાવાદ દીલ્હીદરવાજે ચકલામાં જયન્તિ પ્રિન્ટિંગ પ્રેસ.


---

કિંદ સીવાય બીજા [illegible]

શ્રી રણછોડરાય સત્ય છે.

૨૧૫૮

# વિભીષણ

## આખ્યાન ખેલનાં ગાયનો

( મોટી ઝુમામના રણછોડજીની મંડળી માટે )

રચી પ્રસિદ્ધ કરનાર

પટેલ. સાંકળચંદ અંબારામ. ( ભક્ત )

---

આવૃત્તિ પહેલી પ્રત ૧૦૦૦

---



---

સંવત ૧૯૬૪ સને ૧૯૦૮

---

અમદાવાદ દીલ્હીદરવાજે ચકલામાં જયતિ પ્રિન્ટિંગ પ્રેસ.

---

હિંદુ સીવાય બીજા કોઇને ખેલ ન

કરવાનો [illegible]

# મુખ્ય પાત્રો

---

રામ
લક્ષમણ
મારૂતી
ભરતજી
અંગદ
જાંબુવાન
રાવણ
કુંભકરણ
સુગ્રીવ

વિભીષણ
ઇંદ્રજીત
ઇંદ્ર
વરૂણ
સીતા
મનોદ્રી
સુલોચના
સરમા
લંકણી
ત્રીજટા

દાસી સીપાઇ દુત વિગેરે વિગેરે.

# વિભીષણના ખેલનો ટુંકસાર.

## અંક ૧ પહેલો.

**પ્રવેશ ૧ લો**—રત્નાગર, સાગરની, કીનારે શ્વેત બિંદુ રામેશ્વર માહાદેવની રામે સ્થાપના કરી સૈન્યા પાર ઊતારી

**પ્રવેશ ૨ બીજો**—રામ લક્ષમણુનો સુવેળુનો મુકામ વાંદરાની રમત લક્ષમણુ રામને બતાવે છે માહારૂતીને લંકાની ચરચા જોવા મોકલવા

**પ્રવેશ ૩ ત્રીજો**—લંકાની ચોકી કરનાર લંકણીને મારીને માહારૂતીને લંકામાં જવું

**પ્રવેશ ૪ થો**—રાવણ સીતા હરી લાવ્યો તે વિશે મંદોદરીએ રાવણુને સમજાવવો

**પ્રવેશ ૫ મો**—અશોક બાગમાં રામ વિહરથી સીતાનું. કલપાત કરવુ પાછળથી શરમાંએ રામ સુવેળુ આવ્યાની વધઇ કહેત્રી. બાદ મંદોદરીએ પ્રવેશ કરી સીતાને મલવું ને રામ રાવણુનો પોતાના સ્વાંમીએ કહેલાં ભીન ભાવ વીસે પુછવુ

**પ્રવેશ ૬ ઠો**—વિભીસણુ પોતાની સ્ત્રી શરમાને સમજાવી કહેવું કે સીતાની બરદાસ રાખવીને દઇતની કપટ જાળમાં ફસાય નહી તેવી સમજુતી આપવી પાછળથી માહારૂતી એ વિભીષણુના ધરની ચરચા જોવી. ને હળીમળી ભજન કરતાં રાવણે દઇતને વિભીષણુને સલા પુછવા સભામાં તેડાવવો. માહારૂતીયે દઇતને મારી નાખવો

**પ્રવેશ ૭ મો**—રઇતનો મેલાવડો તારબાદ રાવણે સલા પુછવા કચે-રીમાંથી દફલ રઇતને તેડવા આવવું

**પ્રવેશ ૮ મો**—રાવણુની સભામાં સરવ દેવ હાજરી આપે છે. પાછળથી ઈંદ્ર પાંણીની કાવડ લઈ આવે છે. બાદ. રઇઅત મંડળ સૌ સૌની નાતીના અસર પરમાણે રાવણને સવાલ કરે છે ત્યાર પછે વિભીષણ આવે છે રાવણે વિભીષણને સલા પુછી કે આપણે હવે રામની સાથે સી રીતે વરતવું તેના જવાબમાં વિભીષણે કહેતું કે જગકર્તા જનુની સતી સીતાને આપ હરણ કરી લાવ્યા છો તે તેમને પાછી સુપો તો આપણું ભલું થશે. તે વાત રાવણને નહી ગમવાથી વિભીષણને છાતીમાં લાત મારવી.

---

# અંક ૨ બીજો.

**પ્રવેશ ૧ લો**—રામને સરણે વિભીષણને આવવું. ત્યાર બાદ અંગદને રાવણની સભામાં વકીલાત કરવા મોકલવો.

**પ્રવેશ ૨ બીજો**—રાવણની કચેરીમાં અંગદનું આવવું રાવણને સમજાવવો તે રાવણને નહી ગમવાથી તુચ્છકાર કરવો યુદ્ધનું નોતરૂ દેવું

**પ્રવેશ ૩ ત્રીજો**—ઈંદ્રજીતે લક્ષમણને શક્તી મારવાથી લક્ષમણને મુરછા થવું. રામનું વીલાપથી રોવું ને માહારૂતીએ અમર દીવો લેવા જવું.

**પ્રવેશ ૪ થો**—માહારૂતી પ્રતે વિભીષણ કહે છેકે ચાવચેતીથી જઇ કાંમ કરવું માહારૂતીને. હુંકારથી જવાબ આપવો

**પ્રવેશ ૫ મો**—અશોક બાગમાં રાવણે માયાવી રામ લક્ષમણના મુસ્તક લઇ સીતાને દેખાડવાથી સીતાને ભય બીત થવુંને સોક થવો. પાછળથી રાવણને તુચ્છકાર કરવો શ્રાપ દેવાના ભયથી નાસી જવું.

**પ્રવેશ ૬ ઠો**—બદરીકા આશ્રમમાં માહારૂતીને આવવુંને રાવણે ત્યાં આગર અનેક દીવા કરવા તે દેખી માહારૂતીને વીચાર થવો તાર બાદ આખો પાહાડ ઊપાડવો

**પ્રવેશ ૭ મો**—ભરતજીએ આકાસ મારગે જોતાં આ કોઈ દઇત પાહાડ ઊપાડી જાય છે તે કોઇના પ્રાણ લેસે તેવું સમજી બાણ મારે છે તે બાણ વાગતાં માહારૂતી શ્રીરામ કહી ભરતજીના આશરમમાં.પડયા તે જોઇ ભરતજીને શોક થવો રામ દુત જાંણી રામના સમાચાર પુછવા તેના ઊતરમાં માહારૂતીયે જણાવ્યું કે લક્ષમણજીને મુચ્છા થયાની હકીકત કહેવી. તે સાંભળતાં બાણ ઊપર બેસાડી વદાય કરવા.

**વેપ્રશ ૮ મો**—માહારૂતીની વાટ જોતાં વીચાર કરવો પાછળથી માહારૂતી અમર દીવો લઇ સરવે સેનામાં ફેરવતાં સરવેની મુરચ્છાવળવી. તેથી રામને આંનંદ

---

# અંક ૩ ત્રીજો.

**પ્રવેશ ૧ લો**—સુલોચના ઈંદ્રજીતને જુદ્ધે જતાં અટકાવ.

**પ્રવેશ ૨ બીજો**—ઇંદ્રજીતનુ લક્ષ્મણના હાથે મરણને ઇંદ્રજીતનું મુસ્તક રામ પાસે લઇ જવું.

**પ્રવેશ ૩ ત્રીજો**—ઈંદ્રજીતનો મહેલના આગર. ઇંદ્રજીતની ભુજા પ-ડેલી જોઈ દાસીયે સુલોચનાને ખબર આપવી ભુજાના લખા-ણથી સુલોચનાને રામ પાસે મુસ્તક લેવા જવું

**પ્રવેશ ૪ ચોથો**—રામનું પુછવું કે આજે લક્ષમણે ઈંદ્રજીતને રણમાં રોળ્યો તેનું મુસ્ત તમો અતરે લાવેલા છો તે કયા છે લક્ષ-મણે બતાવતાં સુલોચનાયે પ્રવેશ કરવો ને રામ પાસે પોતાના પતીનું મુસ્તક માગવું લક્ષમણે સતી પણુનો સુલોચનાને ભેદ પુછવો સુલોચનાયે પોતાના પતીનું રીસ કાપેલુ છતાં સતીના બળથી હસાવ્યું તે જોઇ સરવે આર્સ્ચે થવું. પાછળથી સુલો-ચનાએ પોતાના પતીનુ સીસ લઇ સતી થવું

---

# અંક ૪ ચોથો.

**પ્રવેશ ૧ લો**—નિંદ્રામાંથી કુભકરણને જાગ્રત કરવો

**પ્રવેશ ૨ બીજો**—રાવણને મંદોદરી પોતાના ભલાને માટે પોતાના સ્વામીને શીખામણ આપવી. તે નહી માનતાં રાવણે તેના ઉપર ક્રોધે ભરાવવું

**પ્રવેશ ૩ જો**—રાવણે વિભીશણને ધીકારવોને રામને સાથે જુદ્ધ કરતાં દરેક દઈત રાવણ કુંભકરણ વીગેરેનો જુદ્ધમાં મારયાં જવું પાછળથી મંદોદરીને આવવું ને સ્વામીને મરણ પથારી જોઇ વીલાપ કરવો રામે મંદોદરીને સમજાવવીને કહુ કે તમારે શોક કરવો નહીને રાજ રીતી પરમાણે વિભીસણને વરવું. પછીથી વિભીષણને લંકાનું રાજ સોપવા વીસે માહારૂતીને મોકલવાને અસોક બાગમાંથી સીતા બોલાવી મંગાવવી. અગનીની જવાળામાં થઇ નીકરવું ને રામને મલવું

**પ્રવેશ ૪ થો**—લંકાની રાજ ગાદી ઉપર સુખીવે વિભીષણને બેસાડવા ને વીજયનો આનંદ

ખેલની પુરણવતી.



શ્રી રણછોડરાયના આશ્રયથી રચી લઘુ પુસ્તક,
આપણા ચર્ણારવીંદમાં અર્પણ કરૂં છું;



# વિભીષણ,

## અંક ૧ પહેલો.

### ગાયન. ૧ લું.

સુત્રધાર—સીયા રામ ભજીલે પ્યારે,
વિધી શેશ માહેશ ઉચ્ચારે, પ્રેમ સહીત સુમરે વારે વારે.
ધરત નીરંતર ધ્યાંન સદાયે. ચીત્તથી પળ ના વીસારે સી.
કળી મળી નામ સદા સુખ કારી. ભાવિક જંન વ્રત બેઠા ધારી
સંસાર સીંધુ તે નર તરશે, ટેક ચુકે નહી જ્યારે. સીયા,
રામ નામ નો મહીમા મોટો, ગુણ ગાતાં નહી આવે ટોટો.
અનેક જંન તેનાથી તરીયા, નીગમ નેત્તી પોકારે. સીયા;

## ગાયન ૨ જું.

વિદુષક—ખુબ બની મજેદાર બેટાજી. ખુબ (૨)

રંગીલા હોય તે રંગ ઉડાવે, રાંડેલીના સા ભાર. બેઠા

લાડુને ભજીયાં તે લઈને કજીયા. ધન તુરીના ઉડે બાહાર

મટલો—ગંજેરી ધન્દાને અફીણી અંધા. લાકડીનો જોઇયે માર પીતાજી.

દુનીઆમાં નહી તેનો ભાર. ખુબ.

ગંજેરીની રાંડ રોતીરે હીંડે; માથે ભાગ્યો ભરથાર, પીતા

વિદુ—ખુબ બની મજેદાર બેઠાજી.

## ગાયન ૩ જું.

આત્ર—રઘુનાથ તણા જશ ગાઇએ, જેથી જન્મ કીરતાર્થ થઇયે.

પીતા વચનથી વન સધાર્યા, ઘોં રાજાને ઘેર પધાર્યા.

નીખાદજીના વાંણમાં બેસી, ચીત્ર કોટ પર જઇયે. જેથી

ત્યાંથી પંચ વટીમાં આવી, વિશરાંમ કરવા મઢી બનાવી,

અરે રામજી રઙ મને લાગી, મરઘને મારવા જઇયે. જેથી

દીયરજી તમને સાદ કરે છે, રાવણ જોગી પગલાં ભરે છે,

પાવડી ઉપર પગ ધરીને, ભીક્ષા અમને દઇયે; જેથી

સુગ્રીવસું મીત્રા ચાર કીધી, મહારૂતીની ખબરજ લીધી,

વારી બાંદરને કપટથી મારી, ગાદી લીધી એના ભઇએ. જેથી

સેના સરવે ભેગી કીધી, સીતા સુદ્ધ માહારૂતીયે લીધી.

લંકાં ઘઢમાં આગ લાગાડી. સીતાની ખબર કહીયે. જેથી

સેના સરવે પાર ઊતારી, રાવણ કુંભ કરણને મારી.
ઇંદ્ર જીતને પળમાં રોળ્યો, જુલમ કર્યો વાંદરીએ. જેથી
વિભીષણને લંકાં આપી; ભકત જનનાં સંકટ કાપી;
ચડી વેમાને અજોદ્ધા પ્રધાર્યાં. મોતીડે વધાવી લઇયે, જેથી

## ગાયન ૪ થું.

રામ લક્ષ્મણ } જે રઘુવર સ્વાંમી હર હર જે રઘુંવર સ્વામી.
રતના ગરની ત્રટે બીરાજો, રાંમેસ્વર સ્વાંમી. હર હર
હરી હર એક સરૂપ, જોતાં નહી તેમાં ખાંમી ( જોને)
રામે રામેસ્વર થાપ્યા, સંકર ઇસ્ટરાંમી. હર હર.
સીર જટા કર ત્રીસુળ બીરાજે, પારવતી અંગે (જોને)
ડાક ડમરૂ અનહદ વાગે, સેલી વાગે શંગે. હર હર.
કરે આરતી રામ, સૌ વીસ્વમાં રમતા. ( જોને )
માહેસ ચરણે પ્રીત લગાડી, માહા સુખતો નમતા. હરહર

## ગાયન ૫ મું.

માહારૂતી—થાવ તમે તઇયાર, સુરા થાવ તમે તઇયાર.
સૌ—મારો તેમને માર હવેતો મારો તેમને માર.
માહ—અનીતી પગલાં. રાવણે ભરીયાં હરી સીતા નાર (સુ)
સૌ—મારો તેમને માર.
માહા—દઇતનું જોર વધ્યું અવનીમાં, મહીના ઝીલે ભાર (સુ)
સૌ—મારો તેમને માર.
માહા—લંકાં તોડો રાવણ રાળો આણો સીતા નાર (સુ)

## ગાયન ૬ ઠું.

લક્ષ્મણ—જુવો રઘુનાથજી ખીલ્યાં, કેવા રંગમાં ઝાડ ઉપર
ચડયાં છે (૨) ઘણો હરખ દીસે એનાં અંગમાં. જુવો
એક એકની ખાંવડીઓ ઝાલે. ઝાડ ઉપર બેસીને હાલે
ફળ તોડીને મુખમાં ઘાલે ( જુવો )
મોટી ફાળ પેલા કપીયેરે મારી, કાળજુ એનું
દીસે છે ભારી, એવી વાંદરાની ફોજ સંણુધારી જુવો
મળ મુત્ર આપ ઉપર કરે છે.

રામ—ચંદન ગંગાજળ મુજને ચડે છે, આ હેહેતો એમ
નીવડે છે. જુવો કેવી ફોજ બની કેવા રંગમાં
વાલા લાગે ઘણાંરે [૨] ઊમળકા ચડે મારા અંગમાં

લા—જુવો કેવી.

## ગાયન ૭ મું.

રામ—લંકાં ઘઢ જાવહો, દેખન રાજ નગરી,
નગર ચરચ્યા જોજો ધીરેથી, શંઘરે બાત કેવી પસરી,
ચતુર થઇને તમે ચેતી લેજો, ખબર લાવો તમે સઘળી

મારૂં—વચન આપણું સાંભરી; વીલમ ન કરૂ લગાર,
મારથી એના જોઇ વરૂ, ફોજઓની કેવી જણરી,

રામ— .... .... .... લંકા ઘઢ
ધીરાસે ધીરા બની, ધીરામાં સૌ સુખ.
ઊતાવરાસો બાવરા, કાંમ કરે પણ જાય વીસરી.

રામ— .... .... .... .... લંકા ઘઢ

## ગાયન ૮ મું.

લંકણી—હુ લંકાં કેરી રાણી. લંકણી મારૂ નામ.
મારા હાથે જો ચડતો; કાઢી નાખુ કામ. હુ લંકા
રોજ ચોકી મારે કરવી, ફરતી હુતો રણ.
મારૂ ભક્ષણ જો આવે તો, ઉભી ઉભી ખણ. હું લંક
કોઇની મારે બીક નહી, જાડી તેથી થઉ.
ચીંત્યા ચંથી વેગળી રહીને, માલ મસાલા ખાંઉ હુ

## ગાયન ૯ મું.

મંદદોદરી—નાથ વીચારીયે, હઠ ન કરીયે, હઠ ન કરીયે
સાંત્તી ધરીયે હઠના કરીયે;
સતી સીતાને હરી લાવ્યા, તેથી હવેના ઠરીયે. હઠ.
જકત જનુંની, એછે નારી, તેને શી રીતે વરીયે. હઠ.
સ્વામી મારા, કહુ માનો, વગર મોંતે મરીયે. હઠ.
એક વાંદરે લંકાં બાળી, સેના જુવો નજરીયે. હઠ.
અઢાર પદમ સેના આવી, લંકાં ઘઠ પરહરીયે. હઠ.
સીતા સતીને પાછી આપો, નીરભે થઇને ફરીયે. હઠ.

## ગાયન ૧૦ મું.

રાવણ—રાંણી એનાસા ભાર, જુથ મારૂ દઇત દેશ,
મારૂ એને ઠાર. ( રાંણી )
મંદોદરી—નાથ નથી તેમાં સાર, પુરણ બ્રમ પોતે આવ્યા
ઉતારવાને ભાર (નાથ)

રાવણ—નવગ્રેહ લાંઘ્યોછું જાંણી, રાજ મહી બાંધ્યાછે તાણી,
ઇંદ્ર રાય ભરે પાંણી, દેવનો સરદાર. રાંણી.
દેવ મારી ચોકી કરે, મારી જ્ઞાના શીર ધરે;
રામ દેખી દાઝે બળે, તેથી સુ વળનાર. રાંણી.
હવે તો એનો છે વારો, એ શું સને જીતનારો;
માંકડ વાંદર ફોજ દેખી, હુ નથી ડગનાર. રાંણી.
મંદદો—પાપે ઘટ પુરો ભરાય, પાપ મલી પુરાં થાય,
સતનો સોટો વાગે જ્યારે, તે નહી ટકનાર. રાંણી.

## ગાયન ૧૧ મું.

સીતા—મારે રામ વીના દીન રાત, સખી મારે શું કરવું.
હવે કોને કહેવી આ વાત, સખી મારે શું કરવું.
વેલારે આવો વાલા મુજને બોલો, હવે મુકોને રીસ;
દઇત સપાટે આ અબળા પડી છે, તેની સાંભરોને ચીસ. સ.
લક્ષ્મણજીને કહેલાં વચનથી, રખેને રાખતા રોસ;
સાંણા દીયરજીને કટુ વચનથી, ઘણા દીધા મે દોશ. સખી.
જળ વીના જેમ માંછલી તલપે, તેમ તલપે મારૂ મન;
રાત દીવસ મને ચેન નથી પડતું સુકાઇ ગયું મારૂ તન. સ.

## ગાયન ૧૨ મું.

સરમા—ધીરી ધીરી સીયાજીરે, એ રામ આવે છે.
રામ લક્ષ્મણ, બે બાંધવ આવ્યા, માહારૂતી ને સંગાથે;
આવ્યા, સાયરની કાંઠેરે, ધુમ મચાવે છે. ધીરી.

અઢાર પદમ સેના આવી. સુગ્રીવ અંગદ સારથી ભારી;
નળ નાળ જાંબુ વાનરે, સેના ભીલવે છે. ધીરી.
સાંત્તી રાખોને રામ ભજોને, સંકટ સરવે દીલથી તજોને,
હરખ ભરી વધઇયોરે, આ સરમાને ભાવેછે. ધીરા.

## ગાયન ૧૩ મું.

મંદદો—સીતા સાધવીરે, તમે ભેદ મારો ભાગો,
રામ સચરાચર રમીતો રહ્યા, અનુભવથી કાંઇ
જ્ઞાનથી જાગો સીતા. સીતા.
સરવે ઠેકાણે રામ રમે છે, રામ રાવણમાં ભેદ કહો;
ઉલટ સુલટની ભાંતી ભાગો, મારાં વચન તમે ચીતમાં
લહો. સીતા.
સીતા—રામ સ્વતંત્રને, જીવ પ્રતંત્ર, રામ સતાથી જગત ફરે,
ઘટનો સુર્ય ઘટ ભાગેથી, ખરા સુર્યને જઇને ભરે. સી.
સતી રાંણીરે, આ ભેદ તો કહ્યો, જાણી જોઇ;
સુ વચન કહો સતી રાણી. સી.
મંદ—હું અજ્ઞાની કાંઇ ન સમજું, સ્વામીની આજ્ઞાના સીરધરૂ;
પતી મારારે વચન કહેલાં, તે પરમાણે કામ તો કરૂ. સી.
સીતા—ધાર્યું ના થાએ જીવ દસાથી, મનના તુરંગ મનમાં રહ્યા;
કાળ ઝપાટે પડે પલકમાં, ભઇના રામ તો રમીરે ગયા.સી.

## ગાયન ૧૪ મું.

વિભીપણ—આ લેલાટે શું લખેલું પ્રાલબ્ધકી ગતી ન્યારીરે.
ચૌ ચોકડી રાજ કરેછે, રાવણથી ભઇયારીરે.
અન સરીખું ઘરમાં નથી, પ્રાલબ્ધની બલીહારીરે. આ.
સીતા સરીખી માહાદુખ પામે, વેસ્યા આનંદકારીરે. આ.
મુરખ રાજા રાજ કરે છે, પંડીત થયા ભીખારીરે. આ.
સોમ સરીખા ધનથી માલે, દાતાર ના પામે જુવારીરે. આ.
સાધવી નાર તે પુત્ર ન પાંમે, ભુડાણુ જણ જણ હારીરે. આ.
નદી તલાવના મીઠાં પાંણી, સાહ્યર હો ગયો ખારીરે. આ.

## ગાયન ૧૫ મું.

માહારૂતી—રે સીયા રામ સંગાથી છે તાર, સૃસ્ટીનો
સરજન હારા પ્યારે. સી.
દુઃખ સુખ આવી પડે, કર્મ તણા સંજોગ,
દુઃખ જોઇ ના બીજીયે, હસે દુરીજન લોક,
વીશ પાંન કરતાં દુરીજન નઠારાં,
તેની સંગત તજી થજો તમે ન્યારાં પ્યારે—સી.
પલ પલની છાંયડી, પલમાં પલટઇ જાય,
કરમ આગળ પાંદડું રાંકના થઇ જાય રાય
બેલી થશે રઘુનાથ તમારા,
કોઇ દીન આવસે ગરીબના વારા. પ્યારે—સી.

## ગાયન ૧૬ મું.

વિભીસણુ ભક્તાજંન } આછાંની ભક્તી કરીયેરે, દઇત ના રાજમાં
રહીયેરે. ક્યારે થશો બેલી.

વાલીડા મારા વન્તી સુણી લ્યોને પેહેલી,
હુવે ખબર લ્યોને વહેલીરે. ક્યારે.
વાલીડા મારા વશમી, વેળા ના છો બેલી,
હુવે કેમ મુકો છો ઠેલીરે. ક્યારે.
વાલીડા મારા ભેળા તમારા રહીસું
કાંઇ વાંનો તમારો વહીસુરે ક્યારે.

## ગાયન ૧૭ મું.

તંબોલણુ—રાંડેલીના સરદાર
સૌ .... .... .... .... ....તંબોલણુ, તડાકે દાર.
તંબોલણુ—કુણુ રાજમાંતો, જનાર.
ગાયજો—હું માંથાંનો મુડનાર .... .... તંબોલણુ
દરજી—હુ કાપડાનો સીવનાર તંબોલણુ
આવી આવી વાતો કરો, સભામહીં
પગ ધરો, વગર મોહોતે તમે મરો.
થશો ખોલા ઉપર અશ્વાર
સૌ .... .... .... .... .... તંબોલણુ તડાકેદાર.

તંબો—પાન બીડી હાથ ધરૂં, રાજાજીનું મન હરૂં,
 ખબરદાર વાત કરૂ, હું નખરેથી ચાલનાર. તબલો

## ગાયન ૧૮ મું.

રાવણ—લક્ષ પુત્ર સવા લક્ષનાતી માહરીરે
સૌ—વીજય, વીજય, વીજય, પ્રજા તાહરીરે.
બિ—ખીલેલી વાડી કરમાસે બંધુરે મારા તાહરીરે.
સૌ—વીજય વીજય વીજય પ્રજા તાહરીરે.
ત્રિ—વાડીખીલી પરીવાર તણી, તપ્યો રાવણ હંકાર.
 લીલુ સુકુ સળગી ઊઠે, નહી કોઇ બચનાર.
 સદા તો રહેસે, બળતી આગની માહરીરે. લક્ષ
રાવણ—લક્ષ પુત્ર સવા લક્ષ નાતી માહરીરે. વીજય.
વિ—જગત જનુની ઊપરે, દુસ્ટ કર્યો વીચાર.
 વીનાસ કાળે સુજીયું, સુકરે કીરત્તાર,
 ભાવી બળ આગરે તો, કોઇનું ચાલે નહીરે. લક્ષ
 રાવણ—લક્ષ પુત્ર સવા લક્ષ નાતી માહરીરે.

# અંક ૨ બીજો.

## ગાયન ૧૯ મું

ત્રિજીપણ—સરણે આવ્યો, શરણે આવ્યો,
 રામથી ઘણો પ્યાર છે. શરણે
 શરણાં ગત્યના સાચાબેલી, રાંમથી આધાર છે.

રામ—ઓવો લંકેશ, આવો લંકેશ, મારો હું કરનારછું
ભક્ત કારણ, જન્મ લીધો, તેનો તે આ સાર છે; આવો
વિ—કુળ તજીયું, કુટંબને તજીયું, તજીયા માતને તાતરે.
રાવણ સરખા બંધવ તજીયા હુંકારનો અવતાર છે.
રામ—શોક ન કરસો, ધીરજ ધરશો, લંકાંપતી કરનારછું
મારે સરણે જે કોઇ આવે, નીરભે પદ મલનાર છે. આવો

## ગાયન ૨૦ મું

લક્ષ્મણ—લંકાં પતી તમે કોને કહો, નીસાચરનો ભેદ ના
લહો બંધું આવું કહો.
સીતા લઇને આવે રાય; લંકાં આપ્યા પછે શુરે અપાય
બાંધુઆ સુ કહો.
રામ—આપી અજોદ્ધાને વનમાં જવું, સરણે આવ્યો તેને
ના કેમ કહું. ભાઇ સાંત્તી ધરો.
લક્ષ્મણ—કપટી થઇને ફેલ કરે, દગો દઇને પ્રાણ હરે. ભા
રામ—નથી દઇયત એ ભક્તરાજ. પુરણ કરવાને આવ્યો કાજ,
ભાઇ સાંત્તીધરો

## ગાયન ૨૧ મું.

અંગદ—ટાંકા પતી રાવણારે, મારૂ અંગદ ધરીયુ નામ.
કીસ કંધ્ધામાં તું આવ્યો તો, જુધ્ધ કરવાને કાજ.
મારા સીતાયે કાખમાં ઘાહાલ્યો, કેમ ભુલ્યો તું આજ.
છ માહીના તું રહયો બગલમાં, જોયં તારૂ જોર.

પછી લટકાવ્યો મુજ પારણીયે, કર્યાં મેં પાંસરો દોર લં
રીશ કરીને લાત્તો મારી; ભાગ્યા તારા ગાલ
વીશ મુખની મુચ્છો ઝાલી. ઊચી કરતો ખાલ. લંકાં
અરે મુરખ તું સું બોલે છે, મારૂ આણે ઠામ.
એક પલકમાં લેઊ સીતાને, ઊઝડ કરૂ હું ગામ. લંકાં

## ગાયન ૨૨ મું.

રાવણ—ઝાઝુ બોલ નહીરે, કરતો ગુલામીનું કામ.
તારા બાપને રામે રોળ્યો, તેનો તું સરદાર.
ગાદી ઉપર સુગ્રીવ બેઠો, મનમાં કાંઇ વીચાર ઝાઝું
બક બક કરતો શુ બોલે છે, ચાકર કેરી જાત
દુત જાંણીને જીવતો મુકું, મારૂ છાતીમાં લાત. ઝાઝું
કઅરેથી સીતા નહી પાંમો, જોયો તારો ભાર.
જુદ્ધ કરો આ રાવણ સાથે, પામો શીતા નાર; ઝાઝું

## ગાયન ૨૩ મું.

લક્ષમણ—ઇંદ્ર જીતે મને ઘાયલ કીધોહાં
બરછી વાગી રૂદીયા મહીં
તેની પીડાયે નવ તો રહેવાયે
જીવડો મારો જાસે ભાઇ. અરરર બાણ વાગ્યું મને ભારી
મુકયા રઝળતા દઇત રાજમાંહાં.
બેલડી ભાગી બંધવ અહીં
કોણ કરશે બરદાશ તમારી,

સીતા તમારી પરવશ થઇ, અરરરર બાણુ વાગ્યું મને ભારી.
જશો અજોદ્ધા. બાંધવ મારાં હાં
શુમીત્રા જ્યારે પુછશે ભાઇ.
પ્રતી ઊતર શી રીતે કરશો.
સાથે મને દેખસે નહી. અરરરર બાણુ વાગ્યુ મને ભારી.

## ગાયન ૨૪ મું.

રામ—બાંવડી મારી ટુટીરે, હે લક્ષ્મણ વીરા, બાંવડી મારી ટુટી
સુદી અજોદ્ધા ત્રણ, વનમાંરે ચાલ્યારે.
દઇત સીતાને ગયો લુટીરે. લક્ષમણવીરા
સોધ લેવાને આપણુ, લંકામાં આવ્યારે,
અધવચ આયુશ દોરી, ખુટીરે હે લક્ષમણુ
સીતા વીયોગી વાલા, બંધુ વીયોગીરે,
પ્રાણુ જશે મારા, છુટીરે હે લક્ષમણુ
બાળા બંધવ તમે, સેનથી બોલતાંરે,
હીરલો લીધો કોણે ઝુટીરે હે લક્ષ્મણુ

## ગાયન ૨૫ મું.

વિભીષણુ—સીદ ઘભરાવો ઊપાય કુછ લેના ( ૨ )
દઇત જાણુથી હાંસી કરસે,
અચેત હો ગઇ સેના. ઊપાય.
મોકલો માહારૂતીને દીવો લેવા,

દુઃખ હો જાયગા ફેના ઊપાય.
દીન ઊગ્યા પછે વાત બને નહી,
જાતી રહેગી સબ રૈના. ઊપાય.

## ગાયન ૨૬ મું.

સીતા—લુટાસે નવ રંગો લાજ, સ્વાંમી મારા લુટાસે નવ
જાણુકે હું શુ આ સપનું કે સાચું, અંધારી પડી મને આજ
સ્વામી દીયરજી ના શીસ આ દેખું, કોણે બગાડયું મારૂં કાજ.
એક વાર બોલોને પડઘારે ખોલો, છાતીમાં રહી જશે દાઝ.
મરતી વખતે વાલા મને ના સંભારી, કેમ કરી મને તાજ સામી
માત પીતાને રઝળ તાંરે મુકયાં, મુકયું અજોદ્ધાનું રાજ.
ભરતજીને ભમતારે મુકયો, વીખરઇ ગયો મારો સાજ સ્વામી
આરે અબળાને આધાર નહી કોઇનો, તેતર ઊપર જેમ બાજ
સતી સીયળ સીરીતે સાચવશે, બાણુ ચડાવોને આજ

## ગાયન ૨૭ મું.

સીતા—આ મુરત લાગ્યો સીહામથી, સતી ના બીયે આ કામથી.
સ્વામી કેડે સતી થાય, પાપી હાથ ઘસતો જાય
સુખ કારૂ થાય સામથી. સતી.
જાંણજે આ સીતાનાર, ઊતારવાને આવી ભાર
નથી બચવાનો કાંઇ હામથી. સતી.
શરાપ દઇને મારૂંઠાર, બારી નાખું અણીવાર
ઊખાડી નાખું મુળ ઠામથી. સતી.

## ગાયન ૨૮ મું.

આહુરતી—વાગ્યું પગે બાણુ હવે તો, નવતો રહેવાગ રામ રહીતો
શધળી શેના મારી વાટડી જોશે મરે.
નયણાં ભરી ભરી સરવે ત્યાં રોશે
રાત રહી થોડી હવે હાડાડે સો વળે વાગ્યું
પગ તો વીંધાણો હવે કેમતો ચલ્યાયે.
અમર દીવો પડી રહ્યો, કેમતો મલાયે.
લક્ષ્મણજીના પ્રાણ જાશે, નહીરે ઘડે વાગ્યું
ધવે કયાં તેથી બાણુજ વાગ્યું
મોટું કૌતક આતેનુંરે જાગ્યું
રામ કીરપાથી કોઇ આવી તો મલે વાગ્યું

## ગાયન ૨૯ મું.

ભરતજી—મે માર્યું અંજાણું બાણુ જાશે લક્ષ્મણના પ્રાણ
હુ નીર ભાગી જાગ્યો
નીર ભાગીને કાંઇના સુજે, વચમાં કરે વીધન.
બાવરીયાનું બીજ પાવેથી, ના ઊગે ચંદન. હુ
કેકૈ કૌવચ માતા મારી, તેથી થયું આતન.
રામ લક્ષ્મણ બંધવ મારા, તેમને કાહાડયાવન. હું
દઇત જાંણીને બાણુજ માર્યું, કોઇના લેશે પ્રાણ.
રામ પુકારી હેઠા પડીઆ. તેથી થયું મને જાંણુ. હુ

## ગાયન ૩૦ મું.

રામ—હે વીરા, અમર દીવો લઇ માહારૂતી નાઆ૦યો રે. વીરારે.
થશે ખંડીત જોડી મારી. હે વીરા. ( ૧ )
હે વીરા દીન ઊગ્યા પછે, મુરછા નહી વરશે. રે. વીરારે.
આ સુતી છે સેના તમારી. હે વીરા. ( ૨ )
હે વીરા આ મુખડે, અજોદ્ધા જઇયે રે વીરા રે.
બીજી ખોઇ છે સત વંતી નારી. હે. વીરા. ( ૩ )
હે વીરા સુમીત્રા આવીને મુજને પુછશે. રે વીરારે
આવી ખબર સાંભરસે બીચારી. હે વીરા ( ૪ )
હે વીરા સરવે માતા તારી રૂદન કરશે. રે વીરારે
રામે લક્ષ્મણને મુકયો વીસારી. હે વીરા ( ૫ )
હે વીરા મુકી ધીરજ હવે નથી રેવાતું. રે વીરારે
મારે નરણે ખુટયું હવે વારી. હે વીરા ( ૬ )

## ગાયન ૩૧ મું.

સૌ—વીજય વીજય વીજય થયો, બોલો જે જેકાર.
વિભી—અમરતની રેલ વળી સાહરમાં સરીતા ભરી.
લક્ષમણજીની મુરછછા૦વળી. .... .... .... ....
રામ— .... .... .... ભકતનો ઊપકાર વીજય.
વિભી—અજનીનો કેરો બાળ, સીતા તણી લીધી ભાળ.
દીવો લા૦યો મારી કાળ. .... .... .... .... ....

મારૂતી— .... .... .... .... રામનો આધાર વીજય.
રામ—જોદ્ધા મારૂ કામ કરે, વીઘન મારાં સર્વે હરે.
વિભી—રામ નામે પથર તરે, .... .... .... .... ....
રામ— .... .... .... .... આવડો.સો ભાર. વીજય

# અંક ૩ ત્રીજો.

## ગાયન ૩૨ મું.

સુલોચના—સ્વપનામાં ચીત્ત પરોતીરે, ડસકાં લઇને સ્વામી રોતી.
એક સપાટે હુતો, ચડીરે આકાસે, ને પાલવડે આંસુડાં લોતી.
ત્યાંથી પડી હુતો ભરદરીયામાંરે, વાટ તમારી જોતીરે ડસકાં.
નજરે ન દેખું સ્વામી પાડુરે બરડાને, કયાંથીઃકહાડુ હવે ગાતી
પેઉ પેઉ કરતાં હુતો ભુડવાને લાગીરે, હાથે સુડી મારે નોતીરે
ડસકાં.
જાગીને જોવું ત્યારે કાંઇ ન દેખું ને, હુતો તમારી પાસ સોતી.
બે ભણકારા સ્વામી મુજને રેવાગરે. રખે ન હાય મારૂ મોતીરે
ડસકાં.

## ગાયન ૩૩ મું.

સુલોચના.—હઠીલા હઠ મુકો પ્યાસ હઠ મુકો સ્વામી હઠ મુકો
જુધ્ધે ન જઇયેરે હઠ મુકો.
ઇંદ્રજીત—હઠીલી હઠ મુકો. પ્રીયા હઠ મુકો,
રોકી ના રહીયરે. હઠ મુકો.

સુલોચના—જમણું લોચન સ્વામી ફરૂકાલે છે.
તેથી અમે ના કહીયેરે. હઠ,
આજ સ્વામી મારા વીપ્રીત લાગે;
મારા વચન માની લહીયેરે, હઠ
સણુંધાર મારા ઝાંખા પડ્યા છે,
સમજીને ઘરમાં રહીયેરે હઠ
બાણુ જ્યારે સ્વામી તમને લેશે
મોરચ્યો બાંધ્યો તે ભાંગીયેરે. હઠ

## ગાયન ૩૪ મું.

સુલોચના—સખી જોને ભુજા સ્વામીની દેખાય છે, સખી
હસ્ત કમળવતી લેખ લખે છે,
હાંરે મારા કાળજામાં કાંઇ કાંઇ થાય છે, સખી
લક્ષમણજીયે મને રણમાં રોળ્યો,
હાંરે રામ શરણું મુસ્તક લઇ જાય છે, સખી
રામ ચરણે જઇ મુસ્તક લેજે,
હારે સતી થવાનો છેલ્લો ઉપાય છે, સખી

## ગાયન ૩૫ મું.

સુલોચના—સરણે તમારે આવી, ખબર લ્યોને મારી,
માર્યું બાણુ પતી મારાયે, લક્ષમણ ધરણે ઢાળી
તો આંટીથી નવ બોલાવો. ટેક મનમાં ધારી, શરણે
ભક્ત વછળ ભગવાન તમે તો, મહીમા જગમાં ભારી

દયાળુ દયા કરીને લીજે, ચરણુમાં તમારી શરણે
સેસનાગની પુત્રી હુતો, ઇંદ્રજીત્તની નારી,
શેસ અવતાર ધર્યો લક્ષમણે, શોભા તો વધારી,
જમ જમાઇને સરખા જાંણી, તેથી નાંખ્યા મારી
શીશ હવે તો મુજને આપો, હું શતી થનારી. સરણે

## ગાયન ૩૬ મુ.

રામ—સતવંતી નારી, સીદને હેતી બદલામ,
કોઇ કોઇને મારતું નથી, નથી કર્યું.
કોઇએ કામ. સતવંતી.
ચાગુશ ખુટે સરવે, જવાનું,
રેસે અખંડ કંઇ નામ. સતવંતી.
દુક્રત કરેથી લાંછન લાગે,
દુનીઆમાં મુખ થાય શામ. સતવંતી.
કરણી તેવી પાર ઉતરણી,
સાચાનો બોલી સતનામ, સતવંતી

## ગાયન ૩૭ મું.

સુલોચના—મેરી પ્રીત તુમશેહે લાગી; મુખસે હરી
બોલો માહારાજ. ટેક.
લક્ષમણજીને ભ્રાંતી રહે છે,
સતીપણાની પરીક્ષા લે છે ,
ટેક ચુકી નહી નારી, પ્રીત પટ ખોલના. માહારાજ.

શાંને શરમાવો હો, પ્રીતમ મારા,
મનડાં કરો નહી મુજથી ન્યારાં,
લજ્યા રાખોને અમારી, મેરે સંગ ડોલના માહારાજ.
ભુજા પડીતી આંગણીયેરે મારે,
ખબર પડી સ્વામી મુજને ત્યારે,
મરતી વખતે સંભારી, દાસી સંગ બોલના, માહારાજ

## ગાયન ૩૮ મું.

સુસ્તક ઇંદ્રજીતનું–તારી પ્રીતી નથી કાંઇ થોડી,
સીયા રામ ચરણુ પ્રીત જોડી. હાંરે.
સતવંતી નારી મારી મુજને હસાવે,
સતીપણાનો ટેક સાચો કહાવે,
સુલા––ચરણે રાખી હવે શેના નીભાવો,
સુ. ઇ.––સાથે રાખીસ પ્રીયા તને મારી,
સ્વર્ગે આવ્યાની કરો તૈયારી. હાંરે;
દીન દયાળ પતીપાળ, આપણી લેશે સંભાળ,
રામ, લક્ષમણુની, બલીહારી; નથી બોલાતુ,
સતવંતી નારી.

## ગાયન ૩૯ મું.

સુલોચના––અરર હોચીંતા, પગ હું ધરૂ, સ્વામી સીસ
લઇ બરી તો મરૂ,

પ્રીત માહરે, સ્વામીની હતી, અરજ
સાંભળો વીસ્વનાપતી.
પવિત્ર તમે તો, સરણે હું થઇ, ક્રત માહરાં,
જોસો તો નહી,
વીનંતી તો સુણો, મારી આ સમે, પ્રગટ,
થાવરે, અગની આ સમે.

## ગાયન ૪૦ મું.

ગંદોદરી—મુકો હઠ મુકો હઠ સ્વામી હો મારા,
લંકા તણું રાજ રોળાશે, કુળ તમારાં. મુકો.
ઇંદ્રજીતને મારી નાંખ્યો, કોણ બચનારાં;
સીતા સતી પાછી આપો; માનો પ્રાણ મારા. મુકો.
રાવણ—લંકા ભેસે વઇકુંઠ આપે, તો નહી છોડનારાં;
ભલે કહી એ મુજને રોળે, હાથ નહી જોડનારાં. મુકો,
આજ હવે હુ રણમાં ચડું, કોણ મને જીતનારા;
હવે મને જીતી શું જાશે, ડાપણ મુકને તારા મુકો-
મંદોદરી—નથી મનુશ એ ઇશ્વર પોતે, એ જુધે ચડનારાં;
ભાર ઉતારશે એ પૃથવીનો, હવે નહી બચાનારાં,
રાવણ—મુકીદે મુકીદે પ્યારી અમે જુધે ચડનારા.

## ગાયન ૪૧ મું.

રાવણ—ફુટેલ પાપી તુ કહેવાય, પેટે પાટો ક્યાં દેવાય,
ઘર ફુટે ઘર જાય, રાજની ખરાબી થાય,
દેખી મને ઉઠે લાય, પાડુ તારી રણમાં હાય
હવે તું તો ક્યાં જનાર, મારૂ તને આણીવાર.
વિ—ખોટો શું કરે હુંકાર, કામી અંધ તને ધીકાર,
હરી સીતા લાવ્યો નાર, કુળમાં ઉઠયો તું અંગાર;
રાવણ—લડવાને તું થા તઇયાર, જાણું તારો સરવે બાર,
રામ તારો શુકરનાર, મારા હાથે તે મરનાર.

## ગાયન ૪૨ મું.

મંદોદરી—આજ સ્વામી મારા, રણમાં પડીયા,
મુખથી કાંઇ ના બોલાયરે,
દાસી તમારીનું, કહ્યું ન માન્યું
લાખેણી લંકા લુટાયરે. આજ
જેની ફુકથી પર્વત ફાટે, ચૌ ચોકટીના રાયરે.
તેરે મુખમાં ધુર ભરાણી, હુંકાર સર્વને ખાયરે. આજ.
દેવ સરીખા સ્વામી ચોકી કરતા, તેને ન કરી સાયરે.
બીશ ભુજા દસ શીશ કપાયાં, તે દેખીને
ઉઠે લાયરે આજ.
દાસી તમારી રૂદન કરે છે, નરણે આંસુડાં નીરધારે,
પતી મને રઝળતી મુકી ઠરવો સો ઉપાયરે, આજ.

## ગાયન ૪૩ મું.

રાગ—મુકો રૂદન સતવંતી નારી, માનો મારો વીચારજો.
મરણ ક્રીયા તેની સુધારો, હોય તમારો પાયર જો.
જાયું તે તો સરવે જવાનું, કોઈનું ધારયું નહી થવાનું.
આયુશ ખુટે નહી રહેવાનું જુઠો આ સંસારજો;
પોતપોતાને પાપે બળશે, પરનારીથી કહો કુણ ઠરશે;
અનીતી વધે આ દુનીયામાં, શેશના ઝીલે ભારજો.
ફેર કર્યો આ સ્વામી તમારે, અવતાર લેવો પડયો અમારે
દેવ સરવ બંધી ખાંને પડીયા, તેથી ઉતાર્યો, ભારજો મુ.

## ગાયન ૪૫ મું

સૌ—લંકેશ થયા આજ ભક્ત રાજ,
નીતીધારી, મન વીચારી,
વિ,—રામ ચરણ પર વારી વારી,
પ્રીય, પ્રીય, પ્રીય, આજ લંકાને શણધારી,
આનંદકારી જાવું બલીહારી.
કાપ્યા દેવ સરવના દુઃખ આજ. લંકેસ.
સાધુ સંતની સેવા કરવી,
નવધા ભકતી ઉરમાં ધરવું;
નીતી, નીતી; નીતી, ખોટી બુદ્ધિ પરહરવી,
ધીરજ ધરવી, શાંત્તી વરવી,
રઘુવીર ધ્યનથી શુધરશે કાજ. લંકેસ.

## ગાયન ૪૫ મું.

સીયા વર રામ ચંદ્રકી જે, પવન સુત માહારૂતી કીજે
બોલો ભાઇ સબ સંતનકી જે.
જેવો તેવો નહી રાવણ રાજા, દેવસરમાં પડીતી માઝા.
સતી હરણથી થયો તેનો, ખે, સીયા.
પદમ અઢાર સેના વારીની, પ્રીત કરીતી સુગ્રીવ નારીની
વીભીચારી મરણ માગી લે, સીયા.
ભકત વિભીશણ રાખી રીતી. રામ ચરણ જેની સાચી પ્રીતી
એવા પુરૂષ જીવતા છે. સીયા.
મોટીહમામની મંડળી ગાયે, રાય રણછોડજીને લાગો પાયે
રંગીલો અખંડ અહીં રે સીય.



# વિનંતિ પત્ર.

આ નીચેના પુસ્તકને ખરીદનારને સારૂં કમી આપવામાં આવશે વધુ ખુલાશો રૂબરૂ મળવાથી નાટપેટ પત્ર લેવામાં આવશે નહીં.

| | | | |
|---|---|---|---|
| પ્રહેલાદ-ભક્ત.... | .... | .... | ...૦-૨-૦ |
| મીરાં- મોહન.... | .... | .... | ...૦-૨-૦ |
| વિભીષણ.... | .... | .... | ...૦-૨-૦ |

**આ ચોપડીઓ મળવાનું ઠેકાણું નીચે મુજબ**

પટેલ. મોતીરામ શંકરદાસ } અમદાવાદ.
પટેલ. નારણદાસ દલપતરામ } ઘીકાંટે મોહોટી કમાનની પોળ